॥ ॐ श्री ॥

# एकविंशतितम-
# -साधनसमारंभ.

श्री श्रेयस्साधकअधिकारिवर्गनो

११२ मो महान्मत्र.

સ્થળ શ્રી વિશ્વવંદ્યોદ્યાન ( કારેલી બાગ. )

વડોદરા.

प्रसिद्ध करनार

श्री श्रेयस्साधकअधिकारिवर्ग

तरफथी

पुंजालाल मोहनलाल शाह, वडोदरा

श्री भाग्योदय प्रीन्टींग प्रेसमा जेठालाल देवशंकर
दवेए छाप्यु. खाडीआ-अमदाबाद.

संवत १९७५. ई० स० १९१९.

मूल्य रु. ० ३-०.

॥ ॐ श्री ॥

# श्री एकविंशतितम साधनसमारंभ.

[ સ્થલ—શ્રી વિશ્વવંદ્યોદ્યાન-વડોદરા. ]

( સંવત્ ૧૯૭૫ ફાલ્ગુન શુક્લ ૧૫ રવિવારથી ફાલ્ગુન કૃષ્ણ૦ ૬ શનિવાર )

# कीर्तनो.

## विश्वहितार्थ विश्वंभरप्रति विज्ञप्ति.

પદ ૧. ( મંગલ કરંતે મહેશ્વર, જય જય શંકર ઉમાપતિ, એ લય )

વિશ્વતણી વિશ્વંભર ! વાસ્તવ હિતપ્રતિ કરો ગતિ
હિત નિજ કે પરનું જનમાન,
સાધી ન શકતી સ્વતંત્રતાથી,
સહાય કરો તે પ્રતિ—હિતપ્રતિ કરો ગતિ.
આપતણું અંશ જે સાધનથી,
પ્રકટે તે પ્રતિ માનવ મનની,
શીઘ્ર કરો પ્રભુ ! સ્થિતિ—હિતપ્રતિ૦
પ્રાણિમાત્રતણી હણી સઉ ખામી,
નિજ વર્ચસ-ઐશ્વર્યથી સ્વામિ !
શોભાવો સંસૃતિ—હિતપ્રતિ૦

## सत्कार.

પદ ૨. ( છો રાજયોગી રઢીયાળા, એ લય. )

સાધનપ્રિય બંધુ વહાલા ! આવો જપવા પ્રભુમાળા,
કરીએ હૃદયથી આજ, ગણીને, સહુને આત્મસમાન... ..
કંઈ સ્નેહભર્યાં સન્માન.
અમૂલ્ય છે, આ, મળેલો અવસર. પ્રભુતાના અજવાળાં [illegible]—

પ્રકટાવી ઉરરાત્રિ પ્રાતરૂ–રૂપ કરી વરો ભગવાન્,
લઈ લો મનમાગ્યાં વરદાન.
દશ્યનું ચિંતન આજ વિસારો, સંયમમાં સ્થિરતાને ધારો,
અભ્યંતરમાં વૃત્તિ ઉતારો, ધરીને ઇષ્ટનું ધ્યાન,......
પછી વિચરો સ્થાને સ્થાન.
સ્નેહથી હળીમળી સત્ય વિચારો, જ્ઞાનદીપ્તિ પછી જગે પ્રસારો,
અનેકના ઉરતાપ નિવારો, દઇને વાસ્તવ જ્ઞાન,
જીવનની એ જ ખરેખર શાન.
સત્ય સદાચારે ઉપજાવો, સિદ્ધિ જગતમાં કરી બતાવો,
(૬) "પ્રકટપણે બનતો આ વિશ્વે, ધ્યાતા ધ્યેય સમાન,"
તમ એ પ્રાપ્તવ્ય નિશાન.
શ્રી. જ. દેશાઈ.

---

## યથાર્થ સાધન.

પદ ૩. ગઝલ.

નિરંતર અંતરે સ્મરવા, પ્રભુને જરી ન વિસરવા,
દુસ્તર ભવસિંધુને તરવા, ખરૂં તો એ જ સાધન છે.
ક્લેશના અગ્નિની જ્વાળા, ઉઠતાં જો ગ્રહી માળા,
હૃદય વહે શાંતિજળધારા, શાંતિનું એ જ સાધન છે.
વિષયવિષજામ જો લીધો, હશે પણ પ્રભુરસ પીધો,
અમર છે નિજને કીધો, એવું એ દિવ્ય સાધન છે.
હૃદયની આશ જ્યાં ત્રુટી, ગ્રહી લે પ્રભુભજનબુટ્ટી,
મરેલો પણ ઉભે ઉઠી, એવું તો એ જ સાધન છે.
વિકારી ચિત્ત જો તારૂં, નામ અવિકારી લે ચારુ,
થશે તુજ મનનું સઉ ધાર્યું, અમૂલું એહ સાધન છે.
જીવનની રાત્રિની મધ્યે, મંત્રની જ્યોતિ જો ચમકે,
મનોહર હૃદય ત્યાં ઝળકે, અલૌકિક એહ સાધન છે.
મૃતસમી જીવનવાટિકા, બંધુ તુજ, તેને હરજળ પા,
મનોહર પુષ્પ જોઈ હરખા, સર્વથા એ જ સાધન છે.
મુ. જ. ઓઝા.

---

## साधकोप्रति कर्तव्योपदेश.

પદ ૪. ( ઉઠો શોધવા સાધક બંધુ, એ લય. )

નિજ જીવનમાં, સાધક બંધુ! ઉન્નતિ સાધો ધરીને ખંત,
જીવનની મિથ્યા ખટપટનો ચટપટ આજે લાવો અંત.
પ્રલાપ વાણીના મૂકીને, પકડો પહેલો પ્રયત્નપંથ,
જીવનનો ઉત્કર્ષ ન થાયે, ત્યાં લગી તેનો મૂકો ન તંત.
વાસ્તવ જ્ઞાનખુમારી લાવી, ફરજો વિશ્વે થઇને મસ્ત,
આધિ-વ્યાધિ-ઉપાધિભયથી, થશો કદી ના દુઃખગ્રસ્ત.
સ્વાર્થવૃત્તિ ત્યાગી અવલોકો, આત્મામય આ વિશ્વ સમસ્ત,
નિજસમ-પ્રભુસમ જાણી સઉની સેવા કરી શોભાવો હસ્ત.
જીવનમાં સ્વાત્માવલંબી રહી, નિજ-પરહિત સાધજો અનંત,
આત્મભાનથી સઉ કાંઈ કરતાં, સુયશ પ્રસરશે સદા દિગંત.
ગુરુપ્રબોધિત સાધન સાધો, સત્વર કરી પ્રયત્ન પ્રશસ્ત,
વિશ્વવંદ્યસમ પ્રભુમાં શમી રહો, જ્યારે થાય જીવનનો અસ્ત.

**श्री ज. देवो.**

---

## ईश्वरथी एकता पामवाना उद्देशथी एकताराप्रति कथन.

પદ ૫. ( મારે હૃદયે જોઇ જગરાય, એ લય. )

મારા એકતારા! એકતાર, કરજે મને મારા તારકથી,
મુજ ભયદુઃખસંહારકથી, મુજ સંસ્તિઉદ્ધારકથી. મારા૦
(તું) જગને સુણાવે તારો, મારા પ્રભુને તેવો,
સુણાવ તું મારો રણકાર; કરજે૦
લોહનો તાર તારો, વૃત્તિનો તાર મારો,
ઉભયને કરજે એકાકાર; કરજે૦
સ્વર જોડું તારી સાથે, ભાવ મારા તારક સાથે,-
જોડીને કરૂં હું લલકાર; કરજે૦
તુજથી લઇ તાન ગાઉં, પ્રભુથી ગુલતાન થાઉં,
હું ને બસ મારા કીરતાર; કરજે૦

વાયુમાં એકરૂપે, જેમ તારો સ્વર શમી જાતો,
તેમ તું મુજને સ્વરૂપાકારઃ—કરજે૦
આપણ જે સંગે રહીને, પ્રભુકેરી ધુનમાં વહીએ,
(તો) તારો ને મારો બેડો પાર; કરજે૦

---

## સંસારનું ક્ષણિકત્વ.

પદ ૬. ( ન્યારી સ્થિતિ આ વિશ્વમાં, એ લય. )

આવા ક્ષણિક સંસારને કંઇ સત્ય સમજે માનવી,
ઝાકળતણા જળને લહે અજ્ઞાની જન કાંઇ જાહ્નવી.
નિજ પ્રિય જનોમાં પ્રીત ધરવામાં ખુબી બહુ માનતા,
પણ તેહ અળપાતાં અનુભવતા હૃદયમાં ખિન્નતા.
યશ—નામનાની ઝંખનામાં, મોંઘું આયુષ્ ગાળતા,
તે આવતાં—જાતાં લહીને વ્યર્થ અંતર બાળતા.
વળી કોઇ તો સુખ મહાલયે કે સ્ત્રી—પ્રજામાં ધારતા,
આવ્યે સમય તે નાશ થાતાં, હાય હાય ઉચ્ચારતા.
સૌન્દર્યમાં કો મુગ્ધ બનીને, સ્થિર સ્વરૂપને જાણતા,
વાર્ધક્ય—વ્યાધિથી કુરૂપતા, આવતાં દુઃખ માણતા.
ધન—વિભવ—સત્તા સત્ય લહી મશ્ગુલ રહેતા તે મહિં,
અજ્ઞાનવશ તે શોક કરતા, સર્વ જવ જાયે વહી.
આશ્ચર્ય તો છે એહ કે તે ક્ષણિક પોતાને લહે,
ને જાણતા જે જડ પદાર્થો સત્યને સ્થાયી રહે!
આકાશકેરા રંગસમ જે સર્વને અસ્થિર લહી,
નિઃસ્નેહ રહે જે સર્વથી, તે ધન્ય ધન્ય ગણાય અહિં.
છે એક આત્મા સત્ય ને સુસ્થિર સદા જેની સ્થિતિ,
આશ્ચર્ય છે કે તે પ્રતિ કોઈ દૃષ્ટિ પણ કરતા નથી!

**શ્રી જ. વૈષ્ણી.**

---

## સદ્વિચાર.

પદ ૭. ( કુમારિકાના કોડનો પામે ન કોઈ પાર, એ લય. )

સમસ્ત સાધનોમાં છે શ્રેષ્ઠ સદ્વિચાર,.........છે.
સિદ્ધિ સર્વ પામે સાધે જો નરનાર.
મોંએથી બોલવું એ તો સદ્વિચાર ના,
નેત્રથી વાંચવું એ તો સદ્વિચાર ના,
કાને સાંભળવું એ પણ સદ્વિચાર ના,
મનનું ઉપરનું ચિંતન (એ) સદ્વિચાર ના,
આચારે, વિચારે, ઉચ્ચારે, ઉતારે,
સુધારે સમગ્ર નિજ જીવન—વ્યાપાર,
તે તો સદ્ય ઇષ્ટાર્થસિદ્ધિ વરનાર: સમસ્ત૦
કશાથી ન થાય દુ:ખી સદ્વિચાર સેવનાર,
કશાથી લેપાય નહિ સદ્વિચાર સેવનાર,
અસાધ્ય કશું માને ન સદ્વિચાર સેવનાર,
નિત્ય સુપ્રસન્ન રહે સદ્વિચાર સેવનાર,
હરિને, વરીને, સુખોમાં ઠરીને,
સહજમાં તરી લે સંસાર—પારાવાર,
કરી લે આ વિશ્વે તે ધન્ય અવતાર: સમસ્ત૦

---

## મનુષ્ય વસ્તુતઃ સર્વનો અધીશ્વર છે.

પદ ૮. ( કોઇ એક સમે, એ લય. )

આખું વિશ્વ વિરાટ્ રમે તુજમાં, અને વિશ્વવિષે તું તો વ્યાપી રહ્યો.
તોયે તારા એ વિશ્વથકી તું ડરે, ચીણગારો શું જ્વાળાથી હાંરી ગયો !
તું તુજથકી છે ઉત્પન્ન થયો, અને તારામાં તારે વિલાવાનું છે,
તારાવિણ નથી તારો કો સ્વામિ બીજો, પછી તારે ક્યાં ને શાથી બ્હીવાનું છે !
સુખ દુઃખનો કર્તા છે તું જ જગે, અને ધર્તા હર્તા પણ તુજ તું છે,
તું છે તારો ઉદ્ધારક ને વળી તારો, સંહારક પણ તું જ તું છે.
તું છે તુજથી બદ્ધ ને મુક્ત સદા, તુજ તુજને લેતો સ્વર્ગે—નરકે,
તુજ અપયશ તારાથી થાય અને, તુજથી તુજ વિજયધ્વજા ફરકે.

આવો એક જ તું અને તારૂં બધું, અન્ય તો માત્ર મિથ્યા ભ્રાન્તિ જ છે.
તારૂં સત્ય સ્વરૂપ તું ઓળખી લે, તો તો નિત્ય અખંડિત શાન્તિ જ છે.
આને અન્યને આધારભૂત ગણે, તુજ ઉન્નતિમાં કે અવનતિમાં,
તું જ ભૂલ કરે ને સુધારી શકે તુજ સારી ખોટી સર્વ પ્રવૃત્તિમાં.
ભૂલ્યો ભાન જે તું તે સંભારી અને, ધ્યાન-જ્ઞાનથી તુજને જો વિશ્વપતિ,
પછી સર્વત્ર-સર્વમાં દૃષ્ટિ જતાં, તને લાગશે તુજવિણુ કાંઇ નથી.

**हिंमतलाल.**

---

## भ्रमणा.

પદ ૯. ( અમને લાગી સ્વરૂપશું તાળી, એ લય. )

જીવને આ શી ભ્રમણા લાગી,
હર હર કોઇ રહ્યા નહિ બાકી; જીવને૦
માયામાં ખરડાયા તે તો જાણે મૂક્યા બાકી,
જ્ઞાનીને પણ એ માયાની, ક્યાંથી સોટી વાગી; જીવને૦
મૂર્ખાં જન બકવાદ કરે કૈં, ડહોળે પટલાઇ આખી;
પણ આતો ડહાપણ કરનારા, સમજુ ને સોહાગી: જીવને૦
ચસ્કેલી હોય જેની ડાગળી, તેની વાતો આવી,
અરે ! અરે ! જુઓ આતો વંઠયા, તત્વનિષ્ઠવિરાગી, જીવને૦
વાતોમાં વિણામણ જરીએ, શેષ રહે નહિ બાકી—
પણ આચારે મૂકવામાં સૌ, રહેતા નિત્ય અભાગી; જીવને૦
સામાને ઠગવાને કૈં તો, મૂછ રાખતા વાંકી,
છેક બાયલા એવાઓ શીદ, વ્યર્થ કરે વરણાગી; જીવને૦
પોતાનું કલ્યાણ સૂઝે નહિ, પરની પીડા લાગી,
ત્રિવિધ એષણારૂપ અગ્નિમાં, બળતા તે નિર્ભાગી; જીવને૦
ફોકટનાં પાખંડ ત્યજી 'દિલ' થા તું પ્રભુ અનુરાગી,
ज्ञपेन्द्र અનુગ્રહ પાત્ર બનીને, દે ભ્રમણા સૌ ત્યાગી; જીવને૦

'दील.'

---

## मनुष्यदेह पामी प्रतिकूलमां अनुकूलबुद्धि न प्रकटावी शकाइ तो जीवन व्यर्थ छे.

પદ ૧૦. ( અમે વિશ્વનાથ અંકમાંહી ખેલીએ રે, એ ઢાળ. )

તું તો દુઃખથી નિત્ય રડતો હશે રે,
પણ જાણ્યું હસી ન દુઃખમાંહ્ય,
તો તો જીવતર એળે ગયું જાણજે રે.
તું તો આપત્તિ જોઇ ધ્રુજતો હશે રે,
પણ તેમાં જો ધૈર્ય ન ધરાય; તો તો૦
ત્રિવિધ તાપમાં અખંડ તપતો હશે રે,
(પણ) મધ્યે રહીને ગાયો ન જો મલ્હાર;[1] તો તો૦
તું અજ્ઞાનઅંધકારની મધ્યે છતાં રે;
કર્યો જો ન દીપકરાગનો[2] લલકાર; તો તો૦
તને સુખમાં સોની હશે સાંભર્યા રે,
પણ જો ન સંભાર્યા તેં રામ; તો તો૦
તું તો શ્યામાને જોઇ રીઝતો હશે રે,
પણ જોયા જો તેં ન ઉર શ્યામ; તો તો૦
ભલે શિષ્ય તું કહાવે નૃસિંહનો રે,
પણ ગાજ્યો ન ષડરિસંમુખ; તો તો૦
સાચી શ્રદ્ધાથી સેવીને સદ્‌ગુરુ રે;
જો ન ભાગી તેં મનની સઉ ભુખ; તો તો૦

---

## कर्तव्य ज्ञातव्यना वास्तव ज्ञानविनानी वृत्तिनी श्रीइष्टप्राति तदर्थे प्रार्थना.

પદ ૧૧. ( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )

ભૂલી પડી છું વિશ્વવાટે, હે પ્રભુ ! કલ્યાણ સાધતાં, ભૂલી પડી છું વિશ્વવાટે.
આશાનું ભાથું બાંધીને નીકળી, કલ્યાણ પામવાને માટે; હે૦
મિથ્યા મેં છોડીને સાચું ઘર મારૂં, રખડું હવે હું વાટે ઘાટે; હે૦

---

૧ મલ્હાર રાગ ગાવાથી ઉષ્ણકાલમાં પણ વૃષ્ટિ થાય છે, તેમ ત્રિવિધ તાપના અનુભવની મધ્યે શાંતિની લહરી પ્રકટાવનાર ભાવના સેવવી પડે છે. ૨ દીપકરાગ ગાવાથી ગમે તે સમયે દીપક પ્રકટે છે.

સાચા સંગાથી કોઈ મળ્યા ના, મ્હાવરી છું મનના ઉચાટે; હે૦
અધવચ બેસું, પગ આ વીધાય બહુ, પ્રતિકૂલતાકેરે કાંટે; હે૦
તમ છું તાપથી. આપ વિના કોણુ, શાંતિજળેથી મને છાંટે; હે૦
કસોટીશૈત્યથી શરીર આ મારૂં, દેહાધ્યાસે કરી ફાટે; હે૦
આજ સુધી જોઈ જોઈ ઉપરનું, વ્યર્થ મોહ પામી વિશ્વકાંટે, હે૦
હારી હું સર્વથી અંતમાં આપને, વિનવું રડી ઉંચે ઘાંટે; હે૦
સ્હાય થશો તો દઉં સર્વસ્વ ઘેર જઈ, આપની અપૂર્વ સ્હાયસાટે; હે૦

**શ્રી જ. દેવો.**

---

## મનુષ્યની યથાર્થ સાવધાનતાવિના કેવલ મહાપુરુષોનો સંગ વાસ્તવ હિત સાધતો નથી.

પદ ૧૨. ( હે મનભ્રમરા ! એ લય. )

મહાજનકેરી, પાસ વસ્યા કેવલ તેથી શું થાયે,
ન સ્વભાવ ત્યજ્યા, જો નિજના તો મળવું વ્યર્થ ગણાયે.
આ ગરુડ વિષ્ણુપાસ રહ્યું, સર્પને જોઈ લાલચુ થયો,
જાતિ સ્વભાવ તેના ન ગયો; મહા૦

જઈ સાપ વસ્યો શિવગ્રીવામાં,[1] પણ તેથી શું તેના મનમાં!
જ્યાં દૃષ્ટિ ગણપતિવાહનમાં ![2] મહા૦

છો માતાપાસે વાઘ વસ્યો, જોઈ મનુષ્ય ભક્ષણ કરવા ધસ્યો,
વાત્સલ્યનો ગુણ તેને ન કશો; મહા૦

સત્પુરુષતણી નિકટે રહીને, ન સુધાર્યો જો તુજ સ્વભાવને,
પશુથીએ અધમ તો જાણુ તને; મહા૦

તું પશુરૂપ નથી પણ માનવી છે, તુજમાં શક્તિ કંઈ અવનવી છે,
(તે) સદ્ગુણ ગ્રહેવા તે કેળવી છે? મહા૦

સદ્ગુરુસંગતિ છે શ્રેષ્ઠ કહી, શું સ્વભાવ સુધાર્યો તેને ગ્રહી!
ન તો, જાણુ તું વ્યર્થ જ જન્મ્યો અહિં; મહા૦

---

૧ શંકરની ડોકમાં. ૨ ઉંદર.

## अरे ओ मानवी !

**પદ ૧૩. ગઝલ.**

અરે ઓ અગ્નિ! તારા પરની રાખોડી ઉરાડી દે,
અને તુજ સુપ્રકાશિત રૂપ, જગને તું દેખાડી દે
ગગનના ઓ સહસ્રાંશુ ! ક્ષિતિજની ત્યાગી મર્યાદા,
તું તારૂં સ્વરૂપ દર્શાવી, હર તું જગતિમિરની બાધા.
અરે ઓ રમ્ય ચાંદલીયા ! તું પરનું અભ્ર દૂર નાંખી,
કરાવી દે સહજમાંહિ, તું તુજ અસ્તિત્વની ઝાંખી.
અમૂલા રત્ન ખાણુતણા ! તું પરની માટી દે ટાળી,
તું પરથી માટી ટાળીને, સ્વરૂપ તુજ દે તું ઉજાળી.
અરે ઓ માનવી ! તારૂં અવિદ્યાવરણ ટાળી ને,
અને જગમાં સ્વયં જ્યોતિરૂપે સહજે પ્રકાશી દે.

---

## पोताने तन्मय करवा अर्थे चैतन्याब्धिप्रति अभिमानीनुं आह्वान.

**પદ ૧૪.** ( પ્રિયતમ મારે હૃદયકમલ જોઉ સખી રી, એ લય. )

સામર્થ્યાધિષ્ઠાન ચૈતન્ય–અબ્ધિ ! આવ ઘુઘવતો રી,
મારા પ્રતિ આવ ઘુઘવતો રી, સામર્થ્યને તું ઉદ્દભવતો રી:–
નિઃશંક થઇ નિજ દિવ્ય પ્રવાહમાં, કર મને તરતો રી,
તારા તરંગરૂપે કરી મુજને, તુજમય કરતો રી,
સદા રહે જ્યાં ત્યાં વહેતો રી;—
મારા અણુઅણુમાંહિ પ્રવેશી, જડચેત હરતો રી,
તારી સત્તાને સ્ફુરાવીને જ્યાં ત્યાં, રહે પ્રસરતો રી,
હુંમાં તુજ ઐશ્વર્ય ભરતો રી;—
તારામાં મારૂં અહંપણું શમતાં, બિન્દુ સિન્ધુ થતો રી,
તારા સમગ્ર અંશોને હું મારા, તવ અનુભવતો રી,—
મહા મસ્ત થઈ ગાજી રહેતો રી;—
આવ સમીપ ઓ સિન્ધુ ! તું સત્વર, વાટ હું જોતો રી,
ધન્ય તે ક્ષણુ જ્યારે મુજને તું તારૂં, બિન્દુ બનવતો રી,
ચિતિરૂપે મુજને શોભવતો રી;—

---

## प्रभुउद्यानमां मानवपुष्पोने तेमनां कर्तव्योनुं निदर्शन.

### પદ ૧૫. ( પધારો જગતજુગારી, એ લય. )

પ્રભુઉદ્યાનનાં પુષ્પ! સુગન્ધ સુગન્ધ પ્રસારો.
તમ પરિમલમાં સર્વ શક્તિ છે, તેનો પ્રસારો પ્રવાહ,
જેથી જાયે સહજમાં શમી કંઈ,–જનના આંતર દાહ; સુગન્ધ૦

દોષરૂપી દુર્ગંધી ટાળવી, એ જ તમારૂં કામ,
તમ પરિવેષ્ટિત જનમંડલના, હણીને દોષ તમામ; સુગન્ધ૦

તમે ઉગ્યાં છો જગમાં શાંતિ, તૃપ્તિ વધારવા કાજ,
ભાઈ દઈ માનવ હૃદયોને, આનંદેથી આજ, સુગન્ધ૦

ભુવનનું ચેતન ઝળકી ઉઠે કંઇ, એવા પ્રસારો સમીર,[1]
જેથી પ્રફુલ્લિત થાય સહુનાં, મન મતિ અને શરીર; સુગન્ધ૦

વાતાવરણુ રચો કંઈ એવું, જે હોય જ્ઞાનસમૃદ્ધ,
જેમાં પ્રવેશતાં જન સહજે, થઇ રહે તત્ત્વ–પ્રબુદ્ધ. સુગન્ધ૦

જે પરિસ્થિતિ ને જે મર્યાદા,–માં હો થયાં તમે સ્થિત,
તેને અનુકૂલ સર્વ પ્રકારે, જગતનું કરજો હિત; સુગન્ધ૦

અન્યનું હિત કરતાં કરમાવું, કરમાવું નથી તેહ,
પ્રભુનું કાર્ય કરીને એ તો, પ્રભુમય થવું સહેલ; સુગન્ધ૦

---

## पिपासु तथा पद्माकरनो संवाद अने तेमांथी लेवा योग्य बोध.

### પદ ૧૬. ( ગાન મધુરાં કંઈ ગા, અલિ રજનિ, એ લય. )

**पिपासुः**

પદ્માકર[2] પ્રિય! પા, તુજ જલને, પદ્માકર પ્રિય! પા.
અગાધ જલ તુજમાં છે ભરીયું, વાપર પાવામાં; તુજ૦
મુજને પાયે ખૂટીશ નહિ કદી, કંઇક ઉદાર તું થા, તુજ૦
કંઠે શોષ પડયો છે અતિશય, પ્રાણ જવાના આ; તુજ૦
[3]પિપાસુને જોઇ ઓ પદ્માકર! હસે શું કરી હા હા; તુજ૦
ઓ સરવર! ઝટ કર ઝટ કર તું, વાર હવે કર ના; તુજ૦

---

૧ વાયુ. ૨ સરોવર. ૩ તરસ્યાને.

[illegible]

ઉદ્દગારો આ શા ! તું કહાડે, ઉદ્દગારો આ શા !
બરાડવું મોંથી એ તો છે, મિથ્યા તુજ ફાંફાં; તું૦
નમ તું નીચો ને મુજ જલના, ભરી લે ને ખોબા; તું૦
પ્રયત્ન વિણ કોઇ બુંદ ન પામે, એ નિયમ ન ભુલી જા; તું૦
વાસ્તવ કૃતિ ફલ દેનારી છે, ખુમાટા ન મોંના; તું૦
સાચો તૃષાતુર સમય ન ગાળે, શબ્દ ઉચ્ચરવામાં; તું૦
તદ્ધત્ પ્રભુપણ વાણી નહિ પણ, શુદ્ધ કૃતિ જોતા,
પ્રિય પ્રભુ તો, એ વિધિ પ્રસન્ન થતા.

## इष्टनो सबलाश्रय अनुभवनार भक्तोना मस्त उद्गारो.

### પદ ૧૭. ધુન.

અમે બાલક પ્રભુનાં ગણાયાં. બીજાની પછી શી માયા.
પ્રભુ આપે માગ્યાથી સવાયાં; પ્રભુની શિર છત્ર છાયા.
પ્રભુમાં તો અમે ગાંડાંઘેલાં; બીજાની૦
પ્રભુહાથનાં અમે તો આંકેલાં: પ્રભુની૦
પ્રભુ ભજતાં અમે મસ્ત રહીએ: બીજાની૦
જગમાં તો અમે તે અમે છઈએ: પ્રભુની૦
અમે માગ્યું મેળવીએ પ્રભુથી; બીજાની૦
પ્રભુનામ એ અમારી ગળથુથી; પ્રભુની૦
પ્રભુ નિત્યના અમારા છે બેલી, બીજાની૦
અમારે તો સદાય હર્ષ–હેલી; પ્રભુની૦
પ્રભુને તો અમે રક્ષા પામી, બીજાની૦
અમે સેવક મટી બન્યા સ્વામિ; પ્રભુની૦

## समारंभमां सेववा योग्य कर्तव्य.

### પદ ૧૮. ગરબી.

આવો સાધનો કંઈ દિવ્ય આજે સાધીએ જો,
ધ્યાન ધારી ધારી ઈષ્ટને આરાધીએ જો; આવો૦
સમય સ્વલ્પ છતાં સાવધતા સેવશું જો,
સદ્દગુરુસહાયે સિદ્ધિસંપન્ન થશું જો; આવો૦

ક્ષણ એક પણ નકામી નવ ગાળશો જો,
કરપ્રયત્ને ચિત્ત હરિવિષે વાળશો જો: આવો૦
સહુથી સુગમ સાધન સદ્દગુરુસ્મરણ લહો જો,
સર્વ વાણીથી અખંડ ગુરુ ગુરુ કહો જો; આવો૦
કંઈક એકાંતે બેસી વૃત્તિ રોધજો જો,
કંઈક સમય જ્ઞાનગ્રંથને અવલોકજો જો. આવો૦
મળી પરસ્પર હિતાર્થ ચિંતન કરો જો,
વિષય ને વિનોદ કેરી વાત પરહરો જો. આવો૦
વૃત્તિ સાધનાભિમુખ અખંડ રાખજો જો,
મધ્યે મધ્યે લક્ષણાથી સ્વરૂપ ઝાંખજો જો. આવો૦
સદા જાગવેલી રાખજો પ્રેમમગ્નતા જો,
જેની હોય ના નિરોધથી વિરોધના જો. આવો૦
'ઉચ્ચ જીવન ગાળવું' એવા આરંભમાં જો,—
કર્યો નિશ્ચય તો લાભ સમારંભમાં જો. આવો૦

---

## कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन.

પદ ૧૯. ( આજ કરી લો, આજ કરી લો, એ લય. )

આશ ન રાખો, આશ ન રાખો, કર્મતણા ફળની કંઈ ઉર,
ફળથી નિઃસ્પૃહ રહી સદાયે, પ્રયત્નથી રહો કદી ન દૂર.
જ્યાં વાદ્ય ત્યાં રણકાર છે, જ્યાં શબ્દ ત્યાં પડઘો સદા,
જ્યાં શ્વાસ ત્યાં નિશ્ચય શરીર છે, કાર્ય ત્યાં ફળ સર્વદા;
જગની ટીકાપ્રાત વ્યર્થ દષ્ટિને કદી ના વાળવી;
નિષ્કામ કર્મે રત રહીને, વૃત્તિ યશની ખાળવી;—આશ ન૦
જો સૂર્ય બનશો તો પ્રણમવા, વિશ્વ આખું આવશે,
જો ચન્દ્ર થાશો ચાંદનીમાં, મ્હાલવા કંઈ આવશે;
નિર્મળ ઝરારૂપે વહેશો, (તો) કંઈ તૃષાતુર આવશે,
જ્યોતિરૂપે જો ઝળકશો તો, કઈ પતંગો આવશે.—આશ ન૦
હીરાવિષે રહી યોગ્યતા, હો કોયલામાં તે છતાં,
શ્રમ સહી સહીને પણ જનો, તેને પ્રકટમાં લાવતા;
માટે સુપાત્ર બનો તમે, ફલકેરી આશા ખાળીને,
ફલ પામશો-વિજયી થશો, આ વિશ્વને ઉજાળીને.—આશ ન૦

**श्री ज. देवी.**

---

## सरळ हृदयान्वित भक्तनुं इष्टप्रति सत्य कथन.

**पद १९. (अ)** (વિમલાચલવાસિ વે'લા આવો, એ લય.)

તમે સાચું પૂછાવો જો સ્વામિ ! તો કહેતાં લજવાઇએ
અતિ; લજ૦

આપ તો છો સદાના અમારા, પરંતુ અમે આપના નથી; અમે૦
સાચું પૂછાવો તો અમકાજે, સાધન કર્યાં વિવિધ,
પણ હીણભાગી અમે, ન તેને, સાધી બનીયા સિદ્ધ;
એ કહેતાં લજવાઇએ અતિ—

સાચુ પૂછાવો તો ઉંન્નતિના, માર્ગ બતાવો આપ,
પણ તે માર્ગે ગયા—ન જઇએ, એ જ અમારાં પાપ;
એ કહેતાં વજવાઇએ અતિ—

સાચું પૂછાવો તો (આપે) રચ્યોં છે, સુખસામગ્રી અમમાંહિ,
એ વાપરી શકીએ નહિ એ અમ, કર્મતણી કઠણાઇ;
એ કહેતાં લજવાઇએ અતિ—

સાચું પૂછાવો તો હાથે કરી, વિપથે વહીએ નાથ !
હાથ છોડીએ પ્રભુ ! તમારો, તો તારો ભરી બાથ;
એ કહેતાં લજવાઇએ અતિ—



## इष्टानुगहथी उन्नातिनभमां विहरता साघकपतंगना उद्गार.

પદ ૨૦. (પળના તમને ભુલુ, વર એ આપો—એ લય.)

પળના નીચે આવું, હું તો નભમાં નિત્ય ઉડું રે;—
ગુરૂઅનુગ્રહરૂપ દોરથી, મનપતંગ સંધાઈ,
મૂર્ધાકાશે તો ઉડે, ઉડાડતા જગરાય; પળ ના૦
નભમાં મુજને ન્યાળીને, પ્રફુલ્લ થાતા ઉર,
ક્ષણ પણ નીચે આવતાં, થાતા ખિન્ન જરૂર; પળ ના૦
પૃથ્વીતલના પવનનો, સ્પર્શ મને ના થાય,
કા જે સદ્‌ગરૂ ઇચ્છના, નિવાસ મુજ નભમાંય. પળ ના૦
જગજીવ સઉ ટોળે મળ્યા, મુજને જોવા કાજ,
સાશ્ચર્યે તે ન્યાળતા, મુજને તો નભમાં જ, પળ ના૦
પતંગ સરસ જ કો કહે, કો કહે દોર જ જોર,
અનુકૂળ પવન જ કો કહે, નહિ તો [illegible] પળ ના૦
મતિઅનુસાર જ કલ્પના, કરતા વિધવિધ જીવ,
સુભાગી લે ઉડ્ડયનનું કારણ મુજ ગુરુશિવ પળ ના૦
પછી હું પતંગને રહ્યું, જ્ઞાતવ્ય ન પ્રાપ્તવ્ય,
કાં જે પ્રભુનો થઈ રહ્યો. એક જ હું દ્રષ્ટવ્ય પળ ના૦
હું તો શી રીતે ત્યજું, મુજ પ્રિયતમનો સાથ,
ત્યજવા હું કદી જાઉં પણ, ત્યજતા મને ન નાથ; પળ ના૦
ઉપેન્દ્ર ગુરુકરુણાવડે, નિત્ય રહી નભમાંય,
મોજ અલૌકિક માણું હું, ગુરુગુણ ગાતાં સદાય, પળ ના૦

चुनीलाल. (टोगो.)

---

## वेशधारी विभुने.

પદ ૨૧. (આયા કરો ઇધરતો મેરી જાન કભી કભી, એ લય.)

વેશધારી વેશ તું ધરે નવા નવા,
ધરે નવા નવા, તું દિવ્યતા પ્રસારવા; વેશ૦
નામરૂપથી અતિત છે તું સર્વદા,
તો એ શબ્દસ્વાંગ તું ધરે નવા નવા; વેશ૦

નિત્ય મુક્ત, તું ન બદ્ધ કો થકી કદા,
અકથ ભવ્ય રંગ તું ભરે નવા નવા; વેશ૦
કાળનો એ કાળ મહાકાળ તું ખરો,
મૃત્યુનેય દેતો ત્રાસ તું નવા નવા; વેશ૦
સવિતૃનું ભર્ગ તું જ, જીવનનો ઝરો,
જ્યોતિપુંજ દે પ્રકાશ તું નવા નવા; વેશ૦
સર્વવ્યાપી તું દિગંત માંહી ગર્જતો,
ગગનભેદી નાદ તું કરે નવા નવા; વેશ૦
વારી જાઉં હારી જાઉં તું પર પ્રાણ હો,
દિવ્ય જ્ઞાનના પ્રસાદ દે નવા નવા; વેશ૦

' દીલ.

---

## જીવનના અનેક ઉદ્દેશોમાંના એક ઉદ્દેશનુ દૃઢતાથી પાલન કરવાનો નિશ્ચય.

### પદ ૨૨. ગઝલ.

ઉદ્દેશ મારો આ જ તે હું, આજથી પાલન કરૂં,
આધાર છોડી કાલનો, આ કાલ સત્કૃતિ આદરૂં.
મારી વ્યથાકેરી કથાને શીદ વૃથા જગને કહું,
કૂપછાંય શમતી કૂપમાં તેમ, મુજ વ્યથા મુજમાં દહું.
સંબંધી સ્નેહીનાં હૃદય મુજ દુઃખ કહી નહિ દુભવું,
દુઃખી થતાં જોઇ તેમને, દુઃખ અધિક હું ઉર અનુભવું.
હું અન્યને સુખી જોઇને મુજને લહીશ સુખી બહુ,
કોઇ અન્યના સુખઅર્થે દુઃખ સહેવા સદા તૈયાર છઉં.
મુજ દુઃખના નિશ્વાસ પ્રભુની પાસ પણ નાંખું ન હું,
મુજ દુઃખમાંથી દુઃખની બુદ્ધિ ઉઠાવી હું લઉં.
મુજ જીવનમાં જો આટલું આચારમાં આણી શકું,
તો મુજ જીવનમાં નૃહરિઅનુગ્રહ મેળવ્યો માની શકું.

પ્ર. બહેન.

---

## ગગનમંડળમાં સ્થિત થનારને કેવા અનુભવો થાય છે ?

પદ ૨૩. કરાઈ.

ગગનમંડલનો અનુભવ ન્યારો રે, ભૂતલવાસી શું જાણે રે,
વિહંગના ઉડ્ડયનનું મહા સુખ, ભૂમિગત કીટ શું માણે રે.
ગગનમાં મર્યાદા નથી હોતી રે, વિકારની જ્યાં ગંધ નથી રે,
પામર વિષયી ત્યાં ન પ્રવેશે, વિહરે ત્યાં મહાયોગી–યતિરે; ગગન૦
ગગનમંડલમાં સ્થિત જન નિજનેરે, એક છતાં સર્વમય જાણે રે,
નિજમાંથી સઉ કાંઇ સ્ફુરતું જોઈ, પોતામાં શમતું નાણે રે; ગગન૦
પ્રપંચમાત્રને કદીક વિલાવી રે, એક સ્વરૂપે સતત વિલસે રે,
પ્રપંચમાત્ર કદી પ્રકટાવી, સર્વનું કારણ બની ખીલશે રે; ગગન૦
જેથી મહત્તર કે નથી પરતર રે, જ્યાંથી અધઃ ન અવાતું કદી રે,
અચક્ષુ તો પણ સર્વનો દ્દષ્ટા, અજિહ્વ તદપિ રહે તે વદી રે; ગગન૦
ગુરુકરુણાબલથી યોગકલને રે, પામી ગગનમંડલ ચઢતો રે;
ઉપેન્દ્ર પ્રભુમય તે થઈ રહેતો, જોટો જેનો નથી જડતો રે; ગગન૦

---

## ત્યાગ.

પદ ૨૪. ( મારે મન એ ન અધિક, એ લય. )

હવે શીઘ્ર કરો વીર! ત્યાગ.
બુદ્ધિમાં થઇ રહી જે ભ્રમતા, વૃત્તિમાં વ્યાપી વિહ્વલતા,
આ ચિત્તતણી જે ચંચલતા; હવે૦
કંઈ વિપરીત વેગો આ મનના, કલ્પનારૂપી ખોટી ભ્રમણા,
બાઝયા ઉર થર જે અહંતાના; હવે૦
નિજ સ્વાર્થ ને સુખની વૃત્તિનો, ને પ્રપંચમય દુષ્ટ કૃતિનો,
ને મહા મોહ આ સંસૃતિનો; હવે૦
સંકુચિત ભાવો અંતરના, દ્વેષો આશ્રમ–મઠ–મંદિરના,
કંઇ વિરોધ અંદર અંદરના, હવે૦
નિજ–પરના વાસ્તવ હિતકાજે, તન–મન–ધન–જન ને મહારાજ્યે,
નિર્ભય થઇ આજે ને આજે; હવે૦

હતું વિશ્વવંદ્યના જીવનના,—શું ગર્ભભાગમાં ત્યાગવિના ?
તેમ સ્વલાભ, હિતાર્થ સઉ જનના; હવે૦

ત્યાગથી સઉએ સત્ફલ લાધ્યું, શ્રેયસ્ સઉનું ત્યાગથી વાધ્યું,
જો ફલિભૂત કરવું હોય સાધ્યું, તો શીઘ્ર શિખો વીર! ત્યાગ.

**શ્રી. ज. देवी.**

---

## वास्तव श्रेयस्‌ने साधनार अधिकारीना जनसंग-संबंधी उद्‌गारो.

પદ ૨૫. લય દાણચાતુરીનો.

હું તો થાક્યો એવી જનસંગરે, હવે નહિ, સાધું એવા સંગને રે.
એમાં બહુધા મલિનતાનો રંગ રે, કરે મારા, વાસ્તવ હિતભંગને રે.

આશ ધારી હતી જનસંગનિરે, મને આપશે કંઈ કંઈ સન્મતિ રે.
થયા વ્યર્થ એ સર્વ વિચાર રે; હવે૦

મેં તો પેટ ભરી ભરી ખાધું રે, જનસંગનિરૂપી ભાથું રે.
થયા એથી તો ઉલટા વિકાર રે; હવે૦

વૃત્તિ વાળું કોઇ ઉચ્ચ વાતમાં રે, જનસંગ તો પાતાળે સાતમા રે,
લાગ્યો વેગથી ઘસડી જનાર રે; હવે૦

ભક્તિ ભાવવડે જવ સાધતો રે, જનસંગ ત્યારે મને લાગતો રે;
શંકા—અશ્રદ્ધા ઉપજાવનાર રે; હવે૦

ચિત્તશાંતિઅર્થે યત્ન હું કરૂં રે, તેમાં જનસંગરૂપી વાંદરૂં રે,
મારા ચિત્તને બહેકાવનાર રે; હવે૦

યોગ સાધવા નિરોધ આદરૂં રે, મને ઘરને ઠેકાણે ગાંદરૂં રે,
જનસંગ તો દેખાડનાર રે; હવે૦

યત્ન સેવું જ્ઞાનપ્રાપ્તિઅર્થે રે, જનસંગ ત્યાં વિરુદ્ધ વર્તે રે,
ભરે મુજમાં અજ્ઞાનસંસ્કાર રે; હવે૦

જનસંગ તો ડુબવે વ્યવહારમાં રે, ઉલટો અધિક લપેટે સંસારમાંરે
એમાં મારૂં શું રંધાનાર રે; હવે૦

કદી ચાલ્યા જો એના વિરુદ્ધમાં રે, તો તો સામો ઉતરતો એ યુદ્ધમાં રે,
ભેળવે તેમાં, ત્યારે જંપનાર રે; હવે૦
મારૂં કર્તવ્ય તો જુદી જાતિનું રે, હઉ લક્ષ ન તો પછી શાંતિનું રે,
સ્થાન પામું ન આ અવતાર રે; હવે૦
જેણે વાસ્તવ હિતને છે સાધવું રે, જેણે ગુરુપદને છે આરાધવું રે,
તેણે ત્યજવા ઘટે વ્યવહાર રે; હવે૦
સાચા શ્રેયથી રાખે વિમુખ જે રે, એવા હાનિકારક જનસંગને રે,
કરૂં નવ ગજના નમસ્કાર રે; હવે૦

**पुञ्ज.**

---

## आज सुधीमां शुं सिद्ध कर्युं तदर्थ अधिकारिने प्रश्न.

પદ ૨૬. ( નરતનુ પામી પંથી ધાર્યું કરવાનું, એ લય. )

વ્યતીત જીવનને ભાળી, વિચારો શું સાધ્યું,
મનને હરિપદમાં કે શું વિષયમાં સાંધ્યું,
વહાલા વિચારો શું સાધ્યું,
ઘડી ઘડી ભુખ લાગે, ઘડી ઘડી ખાધું, વહાલા૦
નિત્યની ભુખ ટાળે, એવું શું રાંધ્યું ? વહાલા૦
મનનો સ્વભાવ જ્યાં ત્યાં દોડી જવાનો, વહાલા૦
ચળે નહિ મનને એવું હરિમાં શું બાંધ્યું ? વહાલા૦
જર્જર થાતું વાધે શરીર આ નિત્ય, વહાલા૦
સત્યપ્રતિ આ અંતઃકરણ શું વાધ્યું ? વહાલા૦
રજ તમ સંસ્કારોને લાધો અખંડ, વહાલા૦
વાસનાક્ષયનું શું કંઇ બીજક લાધ્યું ? વહાલા૦
અહંમમ આજ સુધી બહુએ વધાર્યું, વહાલા૦
તત્ત્વવિચારથી શું વિશ્વને બાધ્યું ? વહાલા૦
બગડેલી બાજી હજીએ સુધરવી શક્ય, વહાલા૦
ઉપેન્દ્ર સચ્ચિત્પદને જો સદૈવ આરાધ્યું; વહાલા૦

---

## मानवजातिने प्रतीत थतां दुःखो निवारवा श्री इष्टने विज्ञप्ति.

પદ ૨૭. ( બોલોને કંથ ક્રોડામણારે, એ લય. )

જાગો એ જોગી ! ગુહાતણારે, છોડો હાવે તો સમાધિઓ,
ઓલવો આ અંતરનાં તાપણાં રે, આધિ–વ્યાધિ ને ઉપાધિઓ.
સર્વ દિશામાંહિ ચઢી માનવ પ્રદેશમાં, વિપત્તિવાયુની આંધિઓરે; છોડો૦
ઉછરતી માનવ–જીવનની વાડીઓ, વિષયપશુએ ચરી ખાધીઓ રે; છોડો૦
મોટા મોટાઓના જીવનની ઉપર, મારે તરાપ કાળકાંધીયો રે; છોડો૦
શાંતિ કે સુખ નવ સાચું પામ્યા કદી, યુક્તિ વિવિધ અમે સાધીયોરે: છોડો૦
દેખાતી રુડી પણ વિષથી ભરેલી, જ્યાં ત્યાં રસોઇઓ રાંધીયોરે; છોડો૦
હરીએ ક્યાં જઇને, દુઃખ કોને આ કહીએ, બળતી સઘડી હૈયે
આંધીયો રે: છોડો૦
આપ વિના સર્વ વ્યર્થ ગયું ઘણા, દેવ અને દેવીઓ
આરાધીયો રે; છોડો૦
નરહરિ જોગીરાજ ! ત્યાગી ગુહાને, સંભાળો આપની ગાદીઓ રે; છોડો૦

**हिमतलाल.**

---

## बालकना स्वभावसिद्ध सद्‌गुणोने पोतानामां प्रकट करवानी इच्छा राखनार मनुष्यनी बालकप्रति याचना.

પદ ૨૮. ( વાલમા ! આવો સ્નેહેથી ભીંજીયે, એ લય. )

બાલુડા ! મને માગ્યું તું આપજે,
તું તો પ્રભુનો અવતાર, સદ્‌ગુણોનો ભંડાર: મને૦
માગું પ્રથમ તારી પાસ હું,
સ્નેહવાળો સ્વભાવ;
નૈસર્ગિક ને જે નિઃસ્વાર્થ છે,
જેને કોઈ પ્રતિ નથી ભાવ–અભાવ; મને૦
નિર્મલ ને નિષ્ઠાવાળી અતિ,
જેનો તુજમાં સદ્‌ભાવ;
યાચું તને, એવી, બાલુડા !–
મુજ ઉરમાં શ્રદ્ધાનો પ્રકટાવ—ભાવ; મને૦

વ્યતીત પ્રસંગોને ભૂલવા,
તારા જેવું સામર્થ્ય;
આપજે હું ક્લેશ જેથી ના કરૂં,
મારા ભૂત પ્રસંગોને અર્થ–વ્યર્થ: મને૦

કરજે મારૂં હૃદય તુજ સમું,
જેને પર કે ન સ્વીય;
માગું છેલ્લું હું તારી પાસ હું,
આપ, મુજને માનીને ત્વદીય;[1] પ્રિય ! મને૦

---

## નિરોધ–કૂટીર.

પદ ૨૯. ( પ્રભુની કૃપાના પાત્ર બંધુ, એ લય. )

મહા ગભીર ભવ્ય કુટીર પેલી, ભાળજો—ભાળજો.
જ્યાં ગમન કરવા કાજ મનના બાહ્ય વેગો ટાળજો,
મનનું અમનરૂપ કરી કરી ને, ભાળજો—ભાળજો.

ઉડે જવા તે માંહ્ય, ઇન્દ્રિય સર્વ પાછી વાળજો,
પ્રત્યક્ પ્રવાહિત કરી, કુટીરપ્રતિ, ભાળજો—ભાળજો.

વિષયોતણા સંસ્કાર સ્ફુરતા, યથાશક્તિ ખાળજો,
આ ચિત્તને નિર્વિષયી કરતા, ભાળજો—ભાળજો

શ્રદ્ધા ત્યજી બુદ્ધિ કુતર્કે જાય ના તે ન્યાળજો,
શ્રદ્ધાસહિત એકાગ્ર થઈને, ભાળજો—ભાળજો.

નિજ પ્રાણકેરૂં દમન કરીને, કર્મ કોષ પ્રજાળજો,
ગતિ પ્રાણની રોધી, કુટીર પ્રતિ, ભાળજો.—ભાળજો.

છે એ નિરોધ–કુટીર તે પ્રતિ શાંતિપૂર્વક ચાલજો,
તેમહિં પ્રવેશી અવનવું કંઈ ભાળજો—ભાળજો.

એ કુટીરના અભ્યંતરે જઇ, સિદ્ધપદમાં મ્હાલજો,
ત્યાં નિત્ય નિજને નૃહરિસ્વરૂપે, ભાળજો—ભાળજો.

---

[1] તારો.

## मानव कर्तव्योनुं दिग्दर्शन.

**પદ ૩૦.** (શાનું તું ચિંતન કરે, પૂછું તને હું વીર! એ લય.)

આજ સુધી તેં શું કીધું, તે તું વીર! વિચાર,
તુજ તનમનનો કેટલો, કર્યો કહે ઉદ્ધાર.

તુજ જીવન–સહભાગિનીતણો[1] ઉત્કર્ષ કરવા કાજ તેં,–
ઉદ્યમ કરી (તેની) અધિકારવૃદ્ધિ, કરી કેટલી આજ તેં;
જોઈ ખેલતાં બાલક ગૃહે, રાજી થતો તું તો ખરો,
પણ તેમના ઉત્કર્ષઅર્થે, શ્રમ કહે શો આદર્યો?

તે પછી મૈત્રીભાવનો, જે સહ કર્યો સબંધ,
તે મિત્રોને કેટલો, (તેં) આપ્યો સૌખ્ય–સુગન્ધ;[2]

પછી જે સમાજવિષે રહ્યો તું, તેહના ઉત્કર્ષમાં,—
તેં યત્ન કરીને તેમને શું જણવ્યું ઉચ્ચાદર્શમાં[3]?
જે દેશમાં તું ઉદ્‌ભવ્યો, તે દેશભૂમિઅર્થ તેં,—
ઉત્કર્ષકર[4] કંઇ ના કર્યું તો જન્મ ધાર્યો વ્યર્થ તેં;

પછી કર્યો શો યત્ન તેં, સમગ્ર વિશ્વહિતાર્થ,
વૃથા જીવન તુજ જાણ ના, (જો) સાધ્યો સ્વાર્થ-પરાર્થ.

---

## सत्यनी वीणा.

**પદ ૩૧.** ( મારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકે, એ લય. )

મારા અંતરમાં વીણા કોઇ વાગી, હું જાગી,
અહો! રસની ભરી!–ભાવની ભરી.
સર્વ વૃત્તિઓ તેમાં અનુરાગી, હું જાગી; અહો૦

એહ વીણા કેરૂં ઉરે ગાન શુણી ન્યારૂં,
શાંત છતાં મસ્ત બન્યું ચપલ ચિત્ત મારૂં,
સંકલ્પમાત્ર શીઘ્ર ત્યાગી; હું જાગી; અહો .

---

૧ પોતાની પત્નીનો. ૨ સુખનો સુગંધ. ૩ સમાજના ઇતર મનુષ્યોનો ઉત્કર્ષ થાય એવું તેં તેમને તારી કૃતિથી સિદ્ધ કરી બતાવ્યું ? ૪ ઉન્નતિ કરનાર.

શુણતાં એ નાદ, પ્રાણ સહજે સ્થિર થાતા,
મન બુદ્ધિ આદિ પણ તેમાં વિલાતાં,
સ્વરની લલિત લ્હે લાગી: હું જાગી: અહો૦

દિવ્ય પ્રેરણાના રાગ, દૈવી રસ રેલાવતા,
અલૌકિક જ્ઞાનતણા અંકુરો સ્ફુરાવતા,
વૃત્તિને કરતી વિરાગી; હું જાગી: અહો૦

સત્યનું રહસ્ય ને માધુર્ય કંઇ જણાયું,
શુણી વીણાગાન જીવભાન આ વિલાયું,
જીવન બન્યું આ સુભાગી; હું જાગી; અહો !૦

**श्री. ज. देषी.**

---

## મિથ્યા જ્ઞાનીપ્રતિ યથાર્થ જ્ઞાનીનો ઉપદેશ.

પદ ૩૨. ગરબો.

**मिथ्या ज्ञानी:** અમે તો પંખીડાં,
અમે ગગને કરતાં વાસ; અમે તો.

**यथार्थ दर्शी:** પણ પૃથ્વીઉપર જોઇ જીવને, તમે પંખિડાં,
ખાવા ઉતરો છો ખાસ; ખરાં તમે પંખિડાં!

**मिथ्या ज्ञानी:** અમે ફરરર કરતાં ઉડીએ, અમે પંખિડાં,
જ્યાં કોઇથી કદી ન અવાય; અમે તો પંખિડાં.

**यथार्थ दर्शी:** ભલે શરીર ઉંચે રાખતાં, તમે પંખિડાં,
પણ દૃષ્ટિ કીચડમાંહ્ય; ખરાં તમે પંખિડાં!

**मिथ्या ज्ञानी:** અમે વૃક્ષની ટોચે બેસીએ; અમે પંખિડાં,
ઝુલીએ કંઇ ડાળી સ્હાઇ; અમે તો પંખિડાં.

**यथार्थ दर्शी:** પણ દાણા જોઇ ઉતરો નીચે, તમે પંખિડાં,
ઝટ જાળે જાઓ ફસાઇ; ખરાં તમે પંખિડાં!

**મિથ્યા જ્ઞાની:** નિત્ય ઉંચેના ઉડનાર, અમે તો પંખિડાં,
જ્યાં શબ્દ ન આવે એક; અમે તો પંખિડાં.

**યથાર્થ દર્શી:** પણ અવાજ જ્યાં જરી આવતો, તમે પંખિડાં,
ઝટ ફડફડી ઉડતાં છેક; ખરાં તમે પંખિડાં!

તમે ઉપરઉપરના વેષથી, ઓ પંખિડાં!
નવ ગુમાની થાશો લેશ; અરે ઓ પંખિડાં!

જાણો આંતર અધિકારને, ઓ પંખિડાં!
નિજ કૃતિનો મૂલ ઉદ્દેશ; અરે ઓ પંખિડાં!

તમે બહારથી મસ્ત ભલે રહો, ઓ પંખિડાં!
પણ સાચી મસ્તિ ન તેહ; અરે ઓ પંખિડાં!

મન ઉચ્ચ પ્રદેશે ઉડાડશો, ઓ પંખિડાં!
તો સાર્થક છે તમ દેહ. અરે ઓ પંખિડાં!

---

## આત્માનું સૌન્દર્ય સર્વને સુન્દર કરી રહ્યું છે,

પદ ૩૩. ( પડતી હવે મૂજને ખબર, એ લય. )

બ્રહ્માંડમાં જોયું બધું, આત્માસમું સૌન્દર્ય નહિ,
સુન્દર દીસે જેનાથી સર્વગું, સ્થુલ સૂક્ષ્મે અહિ તહિં:
આ સૂર્યને શશિને કંઇ પ્રજ્ઞા–કવિ મોહી રહ્યા,
લલનાતણા લાવણ્યસમ, કોઇએ ન સુન્દર દીઠું કંઇ.

કમલને કો કહે સારૂં.
જે તણી જ્યોતિથી સર્વ લાગતું પ્યારૂં,
જુએ ના સ્વરૂપ તે ચારુ.

જુએ છે કોઇ સુન્દરતા, સુકંઠે ને સુગન્ધે કો,
લહે કોકિલકૂજન સુન્દર, રસિકનું ચિત્ત હરનારૂં:
પરંતુ સર્વમાં આત્મા વિલસતો તેથી સુન્દર તે,
હું તો સૌન્દર્યમૂલ આત્મા ઉપર મુજ પ્રાણ ઓવારૂં.

**શ્રી જ. દેવી.**

# સાધનસમારંભમાં સાધકોએ પા

૧ પ્રાતઃકાળે પાંચ વાગતાં ઘંટ થતાં
પરવારી સાત વાગતાં સંયમમાટે નિશ્ચય કરેલ

૨ સાતથી અગીયાર વાગતા સુધી પ્ર-
ણામ જપ, પ્રાણાયમ, ધારણા, ધ્યાન વગેરે

૩ કોઈ પણ સાધકે બીજા સાધકોને વિ
પણ ક્રિયા સંયમના સ્થાનમાં કરવી નહિ.

૪ સાતથી અગીયાર વાગતાસુધી પ્રત્યેક સાધકે પોતાના આસન ઉપર ક્રિયા કરતા બેસવું. આસન છોડી ગમે ત્યાં ફરવું નહિ. કોઈ કારણપરત્વે ઉઠવું પડે તો ઉઠવું, પણ કાર્ય થઈ રહ્યે તત્કાળ પાછા પોતાને આસને આવી બેસવું.

૫ સંયમના સમયમાં, દૂર જઈને પણ વાતો કરનાર અથવા સમયનો દુરૂપયોગ કરનાર સાધકો ઉપર દેખરેખ રાખવામાં આવશે, અને તેમના અયોગ્ય કૃત્ય માટે પછીથી ઘટતો વિચાર કરવામાં આવશે.

૬ સમારંભમાં જેઓએ નાની ઉમરનાં બાળકોને આણ્યાં હોય તેમણે તે બાળકો સંયમમાં કોઈને કોઈ જાતનો વિક્ષેપ ન કરે તેવી વ્યવસ્થા રાખવી. તેમ ન થતાં બાળકોથી થતા વિક્ષેપના જવાબદાર તેમના વડીલોને જ ગણવામાં આવશે.

૭ અગીયાર વાગતાં પ્રાતઃકાળના સંયમની સમાપ્તિ થયે સાધકોએ, આરતી થતાં સુધી પોતાના આસનનો પરિત્યાગ કરવો નહિ.

૮ આરતી થઈ રહ્યા પછી સ્નાન કરવા ઈચ્છનાર સાધકોએ સ્નાન કરવા જવું, અને જણાવવામાં આવે તે સમયે ભોજનશાળામાં હાજર થવું. જેઓ વિલંબે હાજર થશે તેમની ભોજનમાટે બીજી પંક્તિમાં વ્યવસ્થા થશે.

૯ સાંજે પાંચ વાગે પુનઃ સ્નાનની ઈચ્છા હોય તેમણે સ્નાન માટે જવું અને સાતસુધીમાં સંધ્યા વગેરેથી પરવારી વ્યાખ્યાનમંડપમાં હાજર થવું.

૧૦ સાંજે સાતથી આઠસુધી થનારાં અથવા અન્ય નિશ્ચય કરવામાં આવનાર સમયે થનારાં વ્યાખ્યાનોમાં સાધકના ધર્મને અનુસરી ભાગ લેવો.

૧૧ આઠથી સાડા નવસુધી કીર્તનના આનંદમાં ભાગ લેવો.

૧૨ દશ વાગે પ્રત્યેક સાધકે સુઈ જવું. જેમને વહેલી નિદ્રા ન આવતી હોય તેમણે સુતા સુતા જપ કરવા, પરંતુ વાતો કરી બીજાની નિદ્રામાં વિક્ષેપ ન કરવો.

૧૩ સંયમવિનાના સમયમાં સાધકોએ બનતાસુધી વ્યાવહારિક વાતો નહિ કરવી, પરંતુ સંયમને પોષક વાતો કરવી, નહિ તો મૌનપણે જપ, સદ્વિચાર આદિનું સેવન કરવું.

૧૪ આ નિયમોનો જાણી જોઈને ભંગ કરનારા સાધકોને સમારંભમાં ભાગ લેવાના અનધિકારી ગણવામાં આવશે.

શ્રી ઉપેન્દ્ર.